# કુમુદ-કિશોરી નાટકનાં

## ગાયનો.

વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપનીને માટે
રચીને પ્રસિદ્ધ કરનાર,


**રાવલ ત્રંબકલાલ દેવશંકર**
તથા
**ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર.**
વાંકાનેર આ૰ હિ૰ ના૰ કંપનીના મેનેજર.



આવૃતિ ૧ લી નકલ ૨૦૦૦

**અમદાવાદ.**

સિવીલ હોસ્પીટાલની સામે શેઠ પાનાભાઈની
વાડીના મકાનમાં "વિશ્વેશ્વર પ્રેસ"માં
ઈશ્વરદાસ જેકરણદાસે છાપી.

સંવત ૧૯૪૯ સને ૧૮૯૩

કીમત રૂ ૦-૨-૦

५६०५

# કુમુદ–કિશોરી નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

શીલપ્રસ્થના રાજા ભાર્ગવસેનના દૂષ્ટ પ્રધાને, લાહોરના રાજા જયપાળ પાસેથી લાંચ લઇ. તેની સાથે ભાર્ગવસેનની પુત્રી કુમુદ–તિના લગ્ન થવા ભાર્ગવસેનને સમજાવ્યું, ગીઝનીના ગુલામ બાદશાહ સબકતગીન સાથે જયપાળ લડવા ગયેલ પણ હાર ખાઇ પાછો ફર્યો હતો, તે વાતની કુમુદને ખબર થતાં તેણે જયપાળ સાથે લગ્ન સબંધમાં આવવા ના પસંદગી બતાવી, પણ પ્રધાને જયપાળનાં વખાણ કરી તેની શુરવીરતાનુ ચિત્ર ભોળા રાજા ભાર્ગવસેનના મનમાં ઠસાવી મુકેલ તેને લીધે કોઇનુ ન શાંભળતા, પ્રધાનની વાત પર વિશ્વાસ રાખી હઠ લઇ બેઠા. તેથી કુમુદ પોતાની બે દાસીઓને લહી જોગણનો વેષ લઇ પિતાનુ ઘર છોડી ચાલી નીકળી, કેટલાક દીવસ બાદ તે રાજનગર પાસેના પદ્મ સરોવર આગળ આવી પ્હોંચી. (અહિથી નાટકની શરૂઆત થાય છે) તેની દાસીઓના કપડા પાણીમાં ભીજાયાથી તેઓને તે સુકવવાનુ કહી પોતે સરોવર પાસેની રમણિયતા નિહાળવા રોકાય છે, એટલામાં અણહિલવાડનો રાજા મુળરાજ મૃગીયા રમવા નીકળેલ તે ત્યાં આવી ચડે છે. અને યોગિની કુમુદને જોતાંજ તે પ્રેમાસક્ત બને છે અને પોતે કોણ છે તે કહી તેનો છેડો પકડી રાખે છે કુમુદના મનમાં પણ પ્રેમનું કિરણ પ્રદિપ્ત થાય છે પણ મુળરાજના મનની વધારે ખાત્રી કરવા જોગણ છું એમ કહી છેડો મુકી દેવા વિનવે છે. એટલામાં તેની દાસીઓને કોઇ સતાવે

છે તેની બુમ સાંભળતા, તેનું રક્ષણ કરવા દોડી જાય છે. મુળરાજ તેની પાછળ જાય છે પણ તેનો મિત્ર જેહલરાજ જે તેની સાથેજ મૃગીઆ રમવા નિકળેલ પણ તે પાછળ રહી ગયો હતો તે ત્યાં આવે છે અને મુળરાજને બીખારણ પર મોહિત થવા વિષેનો ઠપકો આપે છે. તેમજ એટલા વખતમાં તે યોગિની બહુ દૂર નીકળી ગઇ. તેથી તે નિરાશ થઇ મિત્ર જોડે ત્યાંથી પાછો ફરે છે.

વામનસ્થળીનો રાજા રાહુ ( ગ્રહરીપુ ) સિંધમાંથી આવેલ ત્યારે તેને બહાદુર જાણી મુળરાજે શેરઠનું રાજ સોંપેલ પણ તે મ્લેચ્છ ધર્માનુરાગી હોવાથી યાત્રાળુઓ અને બ્રાહ્મણોને દુઃખ આપતો હતો, દેવદત નામનો બ્રાહ્મણ પોતાની સ્ત્રિ અને માતાની સાથે વામનસ્થળીના જગલમાં આવી ચડે છે તેને રાહુના માણસો લુંટી લેછે તેથી તે ગાંડો થઇ જાય છે.

રાહુનો પુત્ર નાથણ પોતાના સાથીઓ જોડે આબુ પર્વત જાત્રા ગયેલ ત્યાંથી વળતાં તે રાજનગર પાસે આવેલ, ત્યારે તે કુમુદની દાસીઓને જોતા મોહિત થયેલ પણ કુમુદે તેના કેટલાક માણસોને ઠાર કરેલ તેથી તેઓ તેના પાસેથી નાસી છુટેલ તે વર્ધમાન પુર આવી પ્હોંચે છે અને રસ્તામાં તેના પિતાનો ખાનગી બાતમીદાર અને કુમુદના પિતાના જુના પ્રધાનનો નોકર હંસલો ભીલ મળે છે અને પોતાને ત્યાં તેડી જાય છે કુમુદ પોતાની બન્ને દાસીઓને વર્ધમાન પુર પુનમચંદને ત્યાં મોકલાવે છે અને પોતે પ્રેમી પુરૂષની પરિક્ષા કરવા અણુહિલવાડ જાય છે.

મુળરાજ, પ્રવીરવર્મા, (કુમુદનો મોટો ભાઇ કે જે મિત્રતા નેહકે તેની પાસે આવી રહેલ છે ) જેહલ અને પ્રધાન જંબક ખાનગી પુસ્તકાલયમાં સ્ત્રી શૃંગાર વર્ણનની ચર્ચા ચલાવતા બેઠા છે

એટલામાં પ્રવીરને સીપાઈ જણાવે છે કે શીઙ્ગપ્રસ્થથી આપનો ખાનગી માણસ આવેલ છે તેથી પ્રવીર તેની પાસે વાત શાંભળવા જાય છે, એટલામાં કુમુદ વિદ્યાર્થીના વેષે ત્યાં આવે છે અને વાત ચિત પરથી મુળરાજનુ હૃદય જાણી લેછે, એટલામાં પ્રવીર પાછો આવે છે તેથી કુમુદ ત્યાંથી રજા મેળવી નીકળી જાય છે, પ્રવીરને પોતાના નાના ભાઇ વીરનો કાગળ આવેલ છે તેમાં કુમુદ નાશી ગઈ તે બાબતનો લેખછે તે મુળરાજને બતાવી સ્વદેશ ભણી જાય છે.

વિદ્યાર્થીને મુળરાજે બ્હાર થોભવાનું કહ્યા છતાં તે જતો રહે છે. તેથી વેષધારી વિદ્યાર્થી તેજ જોગણુ અને તેજ કુમુદ એમ મુળરાજને ખાત્રી થાય છે તેથી તેની શોધ કરવા નીકળી પડે છે,

ગિરનારની યાત્રાએ આવેલ યાત્રાળુઓને રાહુ લુંટી લેછે; રાહુની પતીવ્રતા સ્ત્રિ નીલી આર્ય ધર્માનુંરાગી છે તેથી પોતાના પતીની વર્તણુંક વિષે શોક કરે છે ત્યા નોઘણ અને પછી રાહુ ત્યાં આવે છે, નોઘણ મુસાફરીની વાત કરતાં ખેદ બતાવે છે તેથી તેમજ હસલા તરફથી રાહુને કાગળો મલ્યા હતા કે જે કુમુદની દાસીઓના કેવાથી પુનમચંદે મુળરાજ અને પ્રવીર ઉપર લખેલ હતા. તેથી રાહુ જોગણને વિષે કુમુદનુ અનુમાન કરી તેની શોધી લાવી નોઘણને પરણાવવાનુ કહે છે નીલી તે વાતમાં સમતી નથી આપતી તેથી તેને ધમકાવે છે, અને ભાદર નદી પરના પોતાના વસત વિલાસ બાગમાં મુળરાજને મેમાની આપવા તે તરફ જવાનુ કહે છે.

વીર બ્હેનની શોધમાં ફરતો ગિરનાર તરફ આવી ચડેછે ત્યાં તેને દેવદત ગાંડો મળે છે. વીર યુક્તિ કરી તે બલ્લામાંથી છુટે છે. મુળરાજ ને જેહલ સોમનાથના મંદિરમાં આવી દર્શન કરેછે કુમુદે

કરી રાખેલ સંકેત પ્રમાણે તેની દાસીઓના કાગળ લઇ વર્ધમાન પુરથી દેવદત્ત ગાંડાની સ્ત્રી સુંદરબાઇ કુમુદને આવી મળેલ છે તે અને કુમુદ પણ સોમનાથને દર્શને આવે છે, ને ત્યાં ચક્ષુદ્વારે પ્રેમી જોડાંનો મેળાપ થાય છે.

## અંક ૨ જો.

ભાર્ગવસેનનો હાલનો પ્રધાન ભોગીલાલ નીચ કાવતરાને લાગ રૂશવતમાં જોડાયલો છે તેને ઘેર શંભુપ્રસાદ નામનો વકીલ આવે છે પ્રધાન તેને અપમાન કરી કાઢી મુકે છે તેથી તે પ્રવીરને ખેડુતને પોશાકે ત્યા લાવે છે ને તેને પ્રધાનનું કર્તવ્ય બધું દેખાડે છે તેથી પ્રવીર પાધરો પડી પ્રધાન અને તેના સલાહકારોને કેદ કરી લઇ જાય છે. મનોરમા પોતાની પુત્રી કુમુદ વિશે શોક કરતી પડી છે ત્યાં પ્રવીર આવે છે ને ધીરજ આપી શાન્ત કરે છે એટલામાં ત્યાં ભાર્ગવસેન આવે છે ને તેમને કુમુદવીશે કલ્પાંત કરતાં જોઇ ક્રોધાયમાન થાય છે પ્રવીર તેની પાસે પ્રધાનના તરકટ સંબધે કાગળો બતાવી અને કુમુદનુ નિર્દોષપણું જાહેર કરેછે, તેથી ભાર્ગવસેન પોતાના કૃત્યનો પશ્ચાતાપ કરી મુર્છીત થાય છે.

પુનમચંદ પ્રધાનને અસુખ થવાથી તે પોતાના બગીચામાં રાત્રને વખતે ફરવા આવે છે એટલામાં રાહુના કહેવાથી કુમુદની બન્ને દાસીઓને ઉપાડી જવાની મતલબથી અને ધનની લાલચથી હંસલો ત્યાં આવીને તેનું ખુન કરે છે કુમુદની દાસીઓ ને તેની ખબર થતાં તે હસલાને પકડી પાડી તેને ઠાર કરે છે.

રાહુના કેવાથી તેની સ્ત્રિ નીલી ભાદર નદી પરના તેના બગીચામાં આવી રહી છે ત્યાં મુળરાજ અને જેહલ આવી ચડે છે.

તેમને માન આપી બંગલામાં લઇ જાયછે ને મુળરાજને કેફી વસ્તુ પીવરાવી ફસાવવા તજવીજ કરે છે એટલામાં વીર ત્યાં આવી ચડે છે ને આ કાવતરૂ જોઇ ઉશ્કેરાઇ જાગ છે ને મુળરાજને બચાવવા તજવીજ કરે છે એટલામાં જેહલ પણ તે કાવતરાથી સાવધાન થઇ તેને આવી મળે છે અને તેઓ બંગલામાં જઇ નીલી અને તેની દાસીઓને બાંધી મુકી મુળરાજને કાવતરાંથી સાવચેત થવાનું કહી ત્યાંથી સત્વરે નીકળી જાય છે. એટલામાં રાહુ ત્યાં આવે છે અને પોતાની ધારણા નિષ્ફળ થતાં નિરાશ થાય છે.

દેવદત ગાંડાની મા કમળા ડોશી પોતાના ભાઇના પુત્ર જીવના પડખા ને ત્યાં શાન્તિપુરમાં રહી છે. તે પોતાના નસીબને વાસ્તે અફસોસ કરે છે એટલામાં જીવનો આવે છે અને પૈસા લઇ એક ઘરડા ને અભણ વર જોડે પોતાની પુત્રીના લગ્ન કર્યાની વાત કહે છે ડોશી તેને ધીઃકારે છે એટલામાં—સુંદર, ને કુમુદ ત્યાં આવી ચડે છે એટલે ડોશી તેમને ચાલતી વાતથી વાકેફ કરે છે તેથી જીવતો ચીડાઇને તેમને પોતાને ઘેરથી નીકલી જવા કહે છે તેથી તેઓ તેને ધીઃકારી ચાલ્યાં જાય છે, રસ્તામાં તેમને રાહુ મળે છે તે ડોશીને અને સુંદરને બાંધી કુમુદનું હરણ કરી જાય છે રસ્તે ચાલતા વીર (જે કુમુદની શોધમાં નીકળ્યો છે) તે છેટેથી આ બનાવ જોઇ તેની પાછળ થાય છે એટલામાં રાહુ પોતાના માણસો સાથે આવી તેને પણ પકડી લઇ જાય છે. રાહુ પોતાના પુત્ર નોઘણ સાથે લગ્ન કરવા કુમુદને સમજાવે છે પણ તે માનતી નથી. તેથી તેને ગિરનાર પરની ભૈરવ જપની ટેકરી પરથી ફેંકી દેવા પોતાના માણસોને હુકમ કરેલ છે તેઓ કુમુદને ત્યાં લાવે છે ને

પાછળથી રાહુ પણ વીરને ત્યાં લઇ આવે છે ને બન્ને ને સમજાવે છે તેઓ તેની વાત કબુલ નથી રાખતાં તેથી વીરને ભૈરવ જપ ઉપરથી ફેંકી દે છે તે જોઇ કુમુદ બેભાન થઇપડી જાય છે.

## અંક ૩ જો.

મુળરાજને શ્રી સોમનાથ સ્વપ્નામાં દેખાવ દઇ કહે છે કે રાહુએ પ્રભાસ તીર્થની જગ્યા ઉજાડ કરી છે, બ્રાહ્મણો અને ગાયનો વધ કરે છે. માટે તું તેનો નાશ કર તારી લડાઇમાં ફતેહ થશે. એ સાંભળી મુળરાજ જાગૃત થાય છે. અને સર્વ માંડળીકોને બેળા કરી તેમની સલાહ લઇ રાહુપર ચડી જાય છે.

સુંદર, બીલડીનો વેશ લઇ વામનસ્થળીમાં રાહુના ઘરમાંથી કુમુદને છોડાવવા નીકળેલ છે રસ્તામાં તેનો પતી ( દેવદત ગાંડો ) મળે છે, તેને યુક્તિવડે પોતાની સાથે લઇ જાય છે.

ભાર્ગવસેનને પોતાના અવિચારીપણાનો પશ્ચાતાપ થયેથી, ગિરનારની તળેટીમાં આવી આશ્રમ બાંધી રહેલ છે ત્યાં તેને મહાદેવજીએ બેભાન અવસ્થામાં એક બાળક ( વીર ) સોંપેલ છે અને તેને સારો કરવા બુટી આપી જાય છે. તે ઘસીને ભાર્ગવસેન વીરને પાય છે તેથી તે આરોગ્યતા પામી ઉભો થાય છે અને પરસ્પરની ઓળખ થતાં બન્ને મળે છે વીર તેને પોતાપર અને કુમુદપર રાહુએ કરેલ જુલમની વાત કહે છે તેથી તેનો જુસ્સો ઉશ્કેરાય છે અને રાહુપરનું વૈર લેવા જાય છે.

રાહુના ઘરમાં ઔષધોપચારથી બીલડી (સુંદર) કુમુદને આરોગ્ય કરે છે અને કરેલ સંકેત પ્રમાણે કુમુદની દાસીઓ ત્યાં ફકીરના છોકરાઓને વેષે આવી પ્હોંચે છે અને યુકિત વડે ત્યાંથી કુમુદને

લઇ સંચે નીકળી જાય છે.

આટકોટ પાસેની જમ્બુમાલી નદીપર મુળરાજ અને રાહુનુ લશ્કર એકઠું થાય છે ત્યાં રાહુનો નાશ થતાં મુળરાજ વિજય પામેછે.

રાહુના પુત્ર નોઘણને દેવાઇત નામનો આહીર પોતાને ઘેર ઉપાડી લાવેલ છે તેની શોધ કરતા મુળરાજના સિપાઇયો ત્યાં આવી ચડે છે. તેથી તે આહીર નોઘણને સતાડી મુકે છે, સીપાંઇઓ તેના સાત છોકરાઓનો નાશ કરેછે પણ તે ખરૂં બોલતો નથાં—તેથી સીપાઇઓ પોતાની ધારણામાં નિષ્ફળ થતા પાછા ફરેછે.

કુમુદે લડાઇની વાત સાંભળતાં તેમાં ભાગ લેવા ગઇ છેત્યાં સુધી સુદર અને કુમુદની દાસીઓ તથા પુનમચંદ વિચહપુરની ધર્મશાળામાં રહેલ છે. ત્યાં કુમુદ તેમને આવી મળે છે. અને લડાઈ સબંધે વાત કહે છે એટલામાં ભાર્ગવસેન અને વીરવર્મા પણ ફરતા ફરતા ત્યાં આવે છે, અને પરસ્પર ઓળખ થતાં પ્રદાલીંગન કરી મળે છે એટલામાં દેવદત માંદા ઉપમાંથી ઉઠી ત્યાં ભીલડી (સુંદર)ને સોધતો આવે છે, ને સુંદરે કરી સખેલ યુકિત પ્રમાણે તેનો સામાન જે ચોરે (રાહુના માણસોએ) લુંટી લીધો હતો તે બતાવે છે. તેથી તેનુ મન સ્થીત થતાં સુદરને ખરા રૂપમાં વાત પુછે છે સુદર પોતાનું ખરૂ નામ પ્રદર્શીત કરે છે તેથી તેની અકલ્લ ઠેકાણે આવતાં બન્ને આનંદ યુક્ત ભેટે છે.

મુળરાજ જીત મેળવ્યા પછી પણ કુમુદનો પત્તો ન મલ્યો તેથી ઉદાસીમાં નિમગ્ન થયેલ છે તેને જેહલ આવી મળે છે. તેને પોતાના મનની હાલત કહે છે જેહલ તેને ધીરજ આપે છે એટલામાં પ્રવીરવર્મા, ત્યાંઆવે છે અને પોતાના પિતા તથા ભાઇ તથા

બ્હેન પણ અણહિલપુરમાં આવેલ છે તેની હકીકત કહે છે એટલામાં વીર અને ભાર્ગવસેન તેને આવી મળે છે. અને વિજય મંડપમાં કુમુદને તેડી લાવવા મૂળરાજની પરવાનગી મેળવે છે. મૂળ-રાજ ઘણી ખુશી સાથે તેને તેડી લાવવા કહે છે વિજય મંડપમાં માંડલીકો અને સૈનીકો આવી બીરાજ્યા છે ત્યાં મુળરાજ આવેછે. કેટલાક માંડલીકો મુળરાજની તાબેદારી સ્વીકારે છે એટલામાં ભા ર્ગવસેનની સાથે તેના પુત્રો અને પુત્રી આવે છે. મુળરાજને લડાઇના પ્રસંગમાં ભાર્ગવસેને અને વીરવર્માએ તેમજ કુમુદે અણીને વખ્ત મદદ કરેલ તેથી તેમનો ઉપકાર માને છે. ભાર્ગવસેનની સમતીથી અને કુમુદની ઈચ્છાથી સર્વની સમક્ષ વીર મુળરાજનું વચન મા-ગી કુમુદ સાથે લગ્ન સંબંધમાં જોડાવાનું કહેછે. તેથી એક અવાજે ખુશાલીના પોકારો વચમાં મુળરાજ કુમુદ–કિશોરીનું પાણીગ્રહણ કરે છે. પ્રેમી જોડાં ને પ્રભુ સાનુ કુળ.!!



૫૬૦૫

# કુમુદ-કિશોરી નાટકના ગાયનો.

કુ. મ. મા— (૧)

થા સાહ્ય પ્રીય જગતાત તુ હમોને.
આશ્રય એકજ મનમાંહી ધર્યો છે.
સકલ જગત મહીં વ્યાપ્ત વિભુ છો.
ભક્તિરે તમારી પ્યારી લાગીરે હમોને.
અભરણ ભરણ પ્રભુ તમે, અશરણ શરણ દયાળ.
જન્મ મરણ તુજ હાથ છે, દીન જનના પ્રતીપાલ.
ગહન ગતી તમારી, પાર કોણ પામે.
અરજી સ્વીકારી આપો, સુમતી હમોને.

મ. મા— (૨)

મતિ અતી નિરમળ થાયે.
થાયે જગદીશ ગુણ ગાયે, પ્રીય સખી તુજ તન મન શાંન્તજ.
થયુ જણાયે, અતી સુખ થાયે.
પ્રાણ આ જતાંય પણ, સત્ય જો રહેજ ક્ષણ.
તોય નામ રહી જાય, રીઝે જગરાય;
ખરૂ જાણો મનમાય.
દુ:ખ સહુ દુર જાય.
શરણ હરીનુ રહું નીત નીત સાહે.

કુ— (૩)

ધીઃક છે બીરૂ ભુપ ધીક જનુની તારી,

નમજ દેતાં કેમ નાખ્યો ન તને મારી;
શું રે લઇ મુખ તું ગયો રણમાં,
સુખે ઘરમાંહી ચતુરાઇથી સતાઇ.
રહયો હોતતો આટલી ન જણાત મુરખાઇ,
એવા કાળ મુખાને પસંદ શું કરે બાઈ.

કુમુદ— ( ૪ )
આગ્રીષ્મ સમય સુખકારી,
શુભ શોભા ન્યાળી, થઇ શાન્તિ સારી;
નિર્મળ જળ મન અતી લોભાવે,
પવન લ્હેર દુઃખ હારી,
પદ્મ પરાગ ભ્રમર અતી લેછે.
અહીં તહીં ફરે વિહારી.

મુળરાજ— ( ૫ )
નિરખી નયન ઠરે શી સુંદર છબીઆ,
કામલતાએ ક્યાંથી આવી આરમણીય સ્થળે.
સચી પતીએ શું શ્રાપિત કીધી એ રંભાનેરે.
જોગણ ભરત બનીને આવી, નીશ્ચે ભૂમી પરે;
કામ શરે બેદ્યાયુ આજે મારૂં હ્રદય ખરે,
શાન્તિ એ વિણ મારા મનની આંહી ન કોઈ કરે

કુમુદ.— ( ૬ )
પ્યારા નવ જાણુંરે કેવી પ્રીત,
છોડાને છેડા મારોરે એથી જાશે તમ પરતીત;
વિહ્વલ થઇનેરે આમ ન વદિયેરે,

મન વશ રાખો મહારાજ હું વનવાશી નાદાન,
પ્યારા નવ જાણુંરે, કેવી પ્રીત.

મુળરાજ— (૭)

સુખ શાન્તિ નાશ પામી, છે વૃથા શીખ તારી.
પ્રિય મનહર છબી નિહાળી, મને લાગ્યો ઘા કારી;
ચિત્ત ચોરી ગઇ એ રંભા થઇ મતી મુઢ મારી,
આ દુઃસહ અનુભવ આજે મે કીધો અવિચારી.
ગઇ આશ હવામાં ઉડી ચીત ચિતાની ધારી,

બંને— (૮)

કયસી ઉમદા છે લિઝત, આ શરાબ અંદર;
તુમ પિયો પિયો પિયો, અહહ.
જ—મેરી જાનકી ખાતર. લે લે.
ઈસો—તેરા માનકી ખાતર. દે દે.
બસ. બસ બસ. કયસી.
જમાલ—વાહ વાહ શરાબ બ્હોત તારી ખુમારી,
ઇસો—રંડી ના માનેગીતો, નાખુંગામારી.
જ—એક ઓર (ઇ) નહીં નહીં
જમાલ—ખુદા કસમ (ઇ) કાયકુ દેછે,
જ—યહશરાબ અલા મેરા.
ઇ—મેં જીગર જાન છું તેરા.
જ—વાહ વાહ વાહ અજી વાહ વાહ વા.

(૯)

ઇ—નાચેગે હમતો દમ બદમ, જ. વાહજી વાહ અજી હો હો હો.

કું—ગુગરી ચાલ ચલેગે હમ, જ. વાહજી વાહઆજી હો હો હો.
ઇ—કેમરે તુ સુનતા નહીં, રંડીતુ કયું લાવતા નહીં.
જ—રગ જમા તું રંગ જમા વાહજી.
ઘ— સુન તું કેવી લગાવું તાન, દુનીયા હય દીવાની માન
સબ્જર તુ છાને મેં ગુલફામ, વાહજી.

સુંદર— ( ૧૦ )

વેચી બહેન દીકરીને લીયે છે હરામી નાંણાં,
આવતા રૂપીયા દેખે, જતાં કોઇ નહીજ પેખે.
આતે રોઇ બેસી રે'છે. વ્હેંચી.
બાળકે બુઢાને આપી, પૈસા લેછે ખુબ પાપી.
ગળુંતો નાખે છે કાપી. વ્હેંચી.
લાવરે નાઠારી આવી, આર્યોને રીતો શી ભાવી,
ગમે કેમ ધુડ ખાવી, વ્હેચી.

લાલીઓ— ( ૧૧ )

હાંભર બાપા તને જવાબ આલું રોકરો, સોરી કરે તે કહે-
વાય સારનો સોકરો.

હુંશલો—સોડા સપ સપ સપ.

લાલી—લાજ જાહે પસે તાડી હંધાએ લોકમાં
સપાઇ તને લઇ જાહે બજારના સોકમાં.
મારે ખાહડાનો માર, મારે ખાહડાનો માર,
ઉઠે ગધેડે બેહાડી ફેરવે ગામમાં.
હારા માણુહમાં કેવાય એક બદામના,
થાયે ફટ ફટ ફટ

હંશલો— ( ૧૨ )

હાલો રાજા ખાજો ખાજા, થાજો તાજા, બહુ બાજા.

લાલીઓ—ખોટુ એ અધધધ બોલે એ ભભભભ.

ભરી થાળી બહુ રૂપાળી, ઘેહ ખાવી દેવુ તાકી,

અહાહા ઊઊઊઊ હુ ઊઊ હુહુહુહુ.

આવો જોડે, મોડા મોડે, કોડે કોડે મોટી પોળે.

લેશું લાવો હટ હટ હટ રાગ આવો ઝટ ઝટ ઝ',

કુમુદ— ( ૧૩ )

જીવન તારી છબી નીહાળી પ્યારા,
લાગી છે મુજને પ્રેમ કટારી.
હવે હું સમજી પ્રાણજીવન પ્રીય,
મદન સરનો ઘા અતીકારી,
કાળજડું કોરાયું મારૂ,
ધીર હવે મન કેમ હું ધારૂં,
તન મન ધન સહુ તુજ પર વારૂ,
થઇ ચુકી રસીયા હું તારી,
સ્નેહ તણા સાગર ઉલટયા છે.
એ ઉત્પાત હુ જાણું ન સ્યો છે,
મન મોહન મનમાંહી વસ્યો છે,
મળુ તેને ઉરે ઇચ્છા એ ધારી,

પ્રવીરવર્મા— ( ૧૪ )

યુવતીઓમાં નાજુક વદની નાર, નારતે નરતું [illegible] હાગા.

પક્વબીંબ ફળ જેવા અધરછે, દંત દાડમ કળી સાર

ભયભીત હરણી જેવી આંખો નીચી ઉંડી નાખી નિરધાર
નિતંબ ભારથી નમ્ર થએલી, ચાલતી મંદમંદ ચાલ-
છે વિધી કેરી આદ્ય સ્રષ્ટીએ, કહે કવી કરીને વીચાર

સુબરાજ— ( ૧૫ )

લાગી એરામાની લગની મન મારે.
દરશદઇ પ્રીય નવલ કીશોરી, ચોરા ગઇ ચીત ચોરી અત્યારે
જો ન મળે એ જીવન દોરી, તો જીવન જગમાંહી વૃથારે-

હુંશલો. (૧૬)

મનડુ સાકે આજ સડ્યુસે દનડું મારૂં ફરી ગીઉંસ્ત્ર
હું મોટો ઠાકોર કેવાઊં હુકમ હદે હલાવું
છપાઇ ઇઆ આવ નઇ આવુ
હદ લુચા ઓય ઓય- મનડું
ઘોડે સડતાં પડી જાઉં તો આખ હાડકાં ભાગે.
પડીએ ટોપડીએ પણ ઘોડે ટો ચડીએ.
માડી ચાબખો હડી કઢાવું
ફબડક ફબડક માડીરે, મનડું.

( ૧૭ )

શાહુ—થયો આનંદ આજ મનમાંહીરે, થયો.
કરી લુટ અપાર હરી હીંદુની નાર, લીધા પ્રાણ
આ વાર શાધુ તણાજ,
હણું ગઉ વીપ્ર જનોને પ્રીતે બની ઝનુની કાળ હું નીત્યે,
ઝટ કટકે કટકા કરીને કુતરાને કાજ મેળવું છું ખાજ. થયો.

નીલી— ( ૧૮ )

મ્લેચ્છ ધર્મ ધારીરે, ધીઃક તમને
વટલાવું મનમાંહી ગમે. (મ્લેચ્છો)
નીચ હરામીરે, આર્યપણું પામીરે.
ભુલો કેમ ભાન આ સમે. મ્લેચ્છો.
ફરી ના આવેરે ઉત્તમ આ દેહરે.
નીશ્ચય જાણોરે મને, મ્લેચ્છો.

રાહુ— ( ૧૯ )

જગત સઘળાની કરૂ હું ખ્વારી.
સંહારી શત્રુઓને કરીશ મોઝ ભ રી.
હુંસ્તું જીવતા જમ અવનીમાં ધાક અતી છે મારી.
નથી કોઈ હુ સમાન બળધારી. જગત.

વીર— ( ૨૦ )

હશે ક્યાં પ્યારી બ્હેન મારી. ભાળ મળી નહીં એની મને કંઇ
શોધ કર્યો ભારી, હશે ક્યાં.
જોયા મેં દેશો દેશ ધારી, જંગલ જંગલ ભટકીને થાકયો.
મતી મઇ હારી, હશે ક્યાં.
ભાન મુજ દેહ તણું ભૂલ્યો, ભૂખ તરશ સુખ દુખ સહુમે.
મુકયાંજ વિસારી. હશે ક્યાં.
જીવું નહી જતા “ કુમુદ ” બેની, જગતભયંકર હુને જણાએ
હાય હવે ભારી, હશે ક્યાં.

હરદાસ— ( ૨૧ )

વંદીતો શંકર ચરણાલા, મી વદીતો.

( ૨૧ )

પરમાનંદ માહાનંદ દાયકા ધ્યાને સંત જ્યાલા.
કૃપાલું અસે પ્રભૂ હો ત્યાલા, વંદીતો.
મુક્તાતો વાચાળપંગુ લઘી પર્વતાલા.
કૃપાલુ અસે પ્રભૂ હો ત્યાલા, વંદીતો.

( ૨૨ )

કુમુદ—

ભજરે મન શંકર ત્રિપુરારી.
જે નીત્ય નીરંતર અવીકારી. ભજરે.
કર દરશન સોમેશ્વરનાં નીત ચીતમાં પ્રીતી અતિ ધારી.
સર્વ— ભકતી શીવની સુખકારી, મુકતી મેળવવા તારી,
કુ.— અતી દુસ્તર ભવસાગર વારી. ભજરે.

## અંક ૨ જો.

( ૨૩ )

ભોગીલાલ--

નથી હોતતુ પ્રપંચ વીના આ જગમાં.
જો સુખી થાવા જન તું ઇચ્છેતો.
રાખજે જુદાપણું રગે રગમાં.
કુડ કપટ વીણ લક્ષ્મી મળે ના, નીશ્ચય એ સમજો મનમાં

( ૨૪ )

પ્રવીર—

ધીક ધીક નીમક હરામી, પાપી ધીક તને.
કીધો સાર તે વીચાર ન લગાર મને.
લઉ પ્રાણ તારા હુંતો.
નીચ તે પ્રધાન થઇ કેર બહુ કીધો સહી.
તુ સમાન ધરા મહી, રાજ દ્રોહી કોઇ નહીં.

નફ્ફટ ચંડાળ કપટ કર્યું અપાર. ધીક ધીક ધીક.
અરરર કર નહીં અહંહું ફીકર નહીં નીચ નીચ.

શંભુપ્રસાદ— ( ૨૫ )

જુલમભારી. અમપર કેવું કહી.
સહુ સહનજ કરવું સહી.
દાદ સુણે નહીં નીચ વીદેશી દેશી જનોની કંઈ
ફરમદે ચકચુર થઇને રીબાવી મારે અહીં.
રિદ્ધિ સિદ્ધિ સહુ લુટીને એનો જાય સ્વદેશેલઇ

મનોરમાં— ( ૨૬ )

અરે દુર્ભાગ્ય આગધાર્યું શું આમ થયુજ મારું
લગન પુત્રી તણાં કરવાનો હતો હર્ષ અતિશય મને.
નમળ્યું ઠરવા ઠેકાણું અવિચારે અમને-
રાજ્ય તણાં સુખડાં તજી બાળકો બન્નં ગયાં-
શીવાત કારમી સુઝી,
કુમુદને નીરખીના જશે મુજ પ્રાણ ઉડી-
આજગત જણાય અકારૂં

ભાર્ગસેન— [ ૨૭ )

મનવા જગત છે મોહ જાળ જાણવુ જાત વિકાળ
છળને પ્રપંચ એક ઉદર નીમિતે કરતાં સુઝે ન સુવીચાર
મરણ તણો ડર રાખે લગારના પાપી તે પ્રાણીછે ચંડાળ.
જગત સ્વપન મહીં જીવ ભમેછે નથી એહ સત્યરે લગાર

મ. મા.— ( ૨૮ )

ગાંદની શી ખીલી વાહ! બગીચા મહીં.
બગીચા મહીં શોભા બની છે અહીં.
શશીનિજ અમૃત કીરણો થકી જેને પોષેછે વનસ્પતિ સર્વ સહી.
મહાન મુનીજનના મન જેવી, શાંતી કેલાઇ અહી જોતો સહી.
શીતળમંદ પવનની લહેરે નીંદ્રા આવે છે અતિ ચક્ષુ મહી

મ. મા. ( ૨૯ )

અરજી હમારી પ્રભુ ઉર મહી ધરજો.
કુશળ કૃપાનીધી સર્વનું કરજો.
મંગળ દિન વીભુ સઘ બતાવી નીજ જન જાણી હુતે દુખ હરજો.
ભવ પાળક ભગવંત તમે છો, ભક્તોની વારે સત્વર ચઢજો.
કરજોડી પ્રભુ એટલું કહીએ કોડ કુમુદતણા પુરણ કરજો.

મ. મા.— ( ૩૦ )

ચમકતી દમકતી શુભ કૃતિરે સકળ સૃષ્ટીમાં તમારી અતિ જગપતી.
તવ પ્રેમામૃત પાન કરતાં થાય સર્વ પ્રાણી કેરી શુભ મતિરે.
પાપ પુણ્ય હોય પ્રભુ જે અમ કેરૂ તમ થકી અજાણ્યું તે નથી રતીરે.
આપ તું આરોગ્યતા આ ધર્મનીષ્ટ પુરૂષને એજ છે વીનતી
પ્રભુ તુજ પ્રતિરે.

લાલીઓ— ( ૩૧ )

વાગા મઝાનો આજ ભજી ઠઇને વડી.
દન છે ઠીગાડી કેડો, હુંતો કુકડ હવે ડાજનો હાયો.
વઢકાગુી હવે પઇણી લઉને, વળી રૂપાળી કોયલ જેવી.

જીંદગીમાં શઠહે લાબહીરે મઈ જાઝો બધો ગળ નાંખી.
હળી મળીને પાયે લાગેહરે મને ઇંડાએ કુવડ હાબ જાણી.

( ૩૨ )

**લા.**—

લુટ કડવાને તેડી જાઉ હાથમાં તીડ કામઠા લઇ.
ચાર પૈસાની તાડી લઇને ટમને બઉ પીવડાવું.
રાત અંધારી હાતા હકીને હાઉ કરી બીવડાવુ—હાથમાં.
મોટો એક ખાડો ખોદીને ટેમાં મેડી ચણાવુ.
બંદુ જેવી જાડી વઉ હાથે હડાએને પઇણાવું.

( ૩૩ )

**લાલીઓ.**—

હુ હઉનો મોટો સરદાર હમે હડાએ ખાદ્યો માર.

**છોકરા**—વાહ. વાહ.

**લાલીઓ**—છગી દડબાડ.

**છોકરા**—વાહ ગમાર

**લાલીઓ**—ટપ ટપ કાણુ મારે છે માડ

**છો.**—વાવારે લાલીઆ તું રાજા મોટો કેવાસે.

**લા.**—હું બાંહછકાં ઓ લુચ્ચા.

**છો**—વાહ મઝા અતીશય થાશે,

( ૩૪ )

**નીલી**—

રૂડું પતિવ્રત પાળીએ પ્રીતે સ્વામીને પ્રભુ પરમાણી બેનીરે.
સ્નેહ થકી શુભ સેવા કરી વ્રત પાળીએ પ્રીતે.
સ્વામીની આજ્ઞા ઉથાપોને બેનારે- ઉતારી માથુરે આપોને બેની,

પાવન થઇ એ પતિ દરશનથી અલગાંજ રહીયે અન્ય ઘરેંમથી
શીખએ સાચીજ જાણોને બેનીરે. ૩૬ં—

નીલી— ( ૩૫ )

રંગ મહાલો રાજન રાજરે મને કરી આભાગી ભારીરે.
ધંન ધન દહાડો આજનો મારે ઉગ્યો સોનાનો ભાણ
સુંજરકેને ઘરે રાયજી આજ થયા ઘડીના મેમાન.
ચતુરાઇથી કરૂ ચાકરી જેમ સુખ સજનને થાય.
ચાલો પધારો મહેલમાં હુ તલાસુ તમ પાયરે.

વીરવર્મા— ( ૩૬ )

હૈવે દયા દીલ ના ધારોરે પ્રીય બેની ક્યાં હશે એ મારી
શોરહની હદ સર્વે નીહાળી—હૈવે
વીરદેવી મુજ વાલી બેના પ્રભુ પુરસે હામ હાતારાં.
સત્યના સંગી ઇશ્વર એકજ જાણી રેહુજે ટેક ધારી,
કુશળ ચાહુ તુજ હુ પ્રભૂ પાસે અવર ઇચ્છા નથી કાંઇ મારે
ગોળાશે વીજુતો હવે મળશુ ચીંતા મે મનની વીસારી.

વીરવર્મા— ( ૩૭ )

આ ગ્રીષ્મ સમય રસીક હ્રદય અતિ સુખદ થતો.
સુમંદ ગંધ પુષ્પ તણો વાયુ સીંચતો.
કિંચીત ચુંબીત શીરીષ પુષ્પ મધુકરો વડે.
અણીદાર નાજુકરેષા તેના મનહરણ ખરે.!!
એહ પુષ્પા ભુષણ પ્રેમદા નીજ કરણમાં ધરે.
નીરખી પ્રેમ ઉદેથી ત્યાં ઉભરાઇતો જોા.

રાહુ—  ( ૩૮ )

વાકૂળ મુજ આશા ખુદાએ કરી દુશ્મન છુટીજવા આંધી પામ્યો
ધણી ગુજરાત તેણેજ થવાને હો, ચોત ચટપટી અતીશય બારિ.
મથુછું દીન રાત, હામ હરી ન વીરામ્યો.
ખત ભર્યો બહાદૂર નર હું છું રહુ શું સતાઇ શત્રુથી ડરી.
મારીશ મુજ હાથે શત્રુને જઇ સામો.

( ૩૯ )

કુમદા—કરીએ શ્રી કૃષ્ન ઉપાસના, ધરીએ રૂદીયામાં ધ્યાન,
ફરીએ નહીં ગર્ભવાસમાં, ઠરીએ ઠીક નીદાન.
ખોટો ખેલ સંસારનો આતસ બાજીનો રંગ.
કરતાં વર્ષ વીત્યાં ઘણાં ક્ષણમાં થાશે તે ભંગ.

* * *

નીરમળ નામ નારાયણનું જુગતે જપશે જે કોય.
અવીચળ પદવી તે પામશે, આવા ગમન ન હોય.

વસંત—  ( ૪૦ )

ધીક ધીક અતીશય ધીકાર. પૈસા કાજ થાય પીતુ નીજ કન્યાનો કાળ,
દયા હીન બની સોંપે ગઉ કસાઈ હાથે, નીચના વીચાર કરે
નીજ મને લગાર.
વેદ ધર્મ નાશ થયો આજ આર્ય કેરો.
પુત્રી વેચી. પેટ ભરે પાપી એ ચંડાળ.

રાહુ—  ( ૪૧ )

વારે વાહ વારે આજે સુખ પામ્યો,
પકડી કળથી કુમુદ આજે, બહાદૂર હું બળવાન.

પરણાવું મુજ પુત્રને પ્રીતે રૂપની મણી એ કન્યા.
નીલી મારી આજ ભારી. થઇ જશે મન રાજી રાજી.
મુરખએ મુલરાજ શુ કરશે કાયર એ નાદાન.

કુમુદ.— ( ૪૨ )

કરમગતી ન્યારીરે સહુજન જાણો કરમ
સત્ય ટેક ધારી રહો નરનારી ધીરઅતી ધારી.
દુઃખ મુકવા વીસારીરે,
રાજીરાજી રહેવું સુખમાની લેવું બની દુખકારી
શાને રડવું પોકારીરે.

કુમુદ.— ( ૪૩ )

હેલે તું ભેટ આવ વીરા વીરા મારા વ્હાલા-
વીર—બેની મારી તુજ દુખ ન્યાળી ઉઠે અતર આગ ભારી
કુમુદ—લખેલ વિધીએ લેખ—વીરા
વીર—દૂખથી હ્રદય આ ચીરાય મારી બહેન પ્યારી.
વીના કલંકે મરજે બેની, સુખ દુઃખ સર્વ વિસારી વ્હાલી.
કુમુદ—ચીન્તા તું નકરીશ વીરા
વીર—તુજ મૃત્યુ તે આમ શુરે થાય,
કુમુદ—ચીત ,ભેદાય પ્યારા

## અંક ૩ જો.

નેપથ્ય સ્વપન— ( ૪૪ )

દુખદે નીરદય થઇ ને હરામી સુખમાણે રાહુ નીચ કામી
પ્રભાસ તીરથ ભ્રષ્ટ કરે એ અતી ક્રુર થઇ ને ક્રુરેએ.
પાપીનો કરનાશ ખરેએ જશે કીર્તી જગતમાં જામી.

મુળરાજ— ( ૪૫ ]

કરીશ ઝટનાશ અસુર તણો રણમાં ચડીને હું. ખુબ લડીને.
નીચ કૃતઘ્ની રાહુ ચંડાળ અતિજ નીવડયો પૃથ્વી મોઝાર,
મન મારૂ થયુ છે અધીર આવાર લહુ કયારે હું જીવ એ તણો

મુળરાજ— ( ૪૬ )

સામંત શુરવીર સઘ થાઓ સૌ તૈયાર આ વખ્ત આ
સજીને અસ્ત્ર શસ્ત્ર સૈન્ય સાથ લઇ આવાર,

સામતો—આનંદ દીવસ આજ જાવું સમર ભૂમોઝાર હારમારી હાર
ગૌ વિપ્રકાજ ઝુંઝીશું કરે લહી તલ વાર

મુળરાજ—આર્ય ધર્મ આપણો દીપાવશું આવાર માર મારી માર
પોચાડો પલક માંહી પાપીઓને જમને દ્વાર

સર્વ—મારો-કાપો શુરા-ધીરા વીરા યવનને આવાર

સુંદર— ( ૪૭ )

થઇ બીલડી રૂડી રૂપાળી, નીત લહુ નવલ વેષ ધારી.
સજનને મળવા દુર્જનને છળવા.
હુ મચાવુ ઢોંગ બહુ ભારી. થઇ.
દુખ પડતાં દ્રઢ થાય છે. સુજ્ઞ તણાં તન મન.
અધીક અનુભવ મેળવે, જાણી તે ખરૂં ધન.
હિમત ન હારૂ સંકટ વિદારૂ નવ જાણે કો જાત હવે મારી

દેવદત— ( ૪૮ )

ચલી જા-રે જા. ચલી જારે જા.
આવ— આવ— આવ – આવ.

વહુ તુ મારી બહુ રૂપાળી. વા. વા. વા વા.
એ હે હે હે હે.
મોરી બોલી તારી તું નારી ઠગારી. હું નાચીશ દાડી.
એહે તાળી વગાડી.
ત્યાર કોઈ ચોરટો આવતો.
ચુપ ચુપ વહુ ના બોલ, ભાગ. ભાગ. ભાગ. ભાગ.

સુંદર— ( ૪૯ )

મારા વાલમજી લોલ, સુખના દીવસ હવે આવશે.

દેવદત્ત—નાચે ખુંદે. હમ્ નાચે ખુંદે.

સુંદર—રાંધુ સીધું રૂડી રીતથીરે લોલ, ખવરાવું ખીરને પુરી.
લેશું લાવો તો અતિ પ્રીતથીરે લોલ. તમ વિના મરું હુ તો ઝુરી
ચાલો સંગે વરણાગીઆરે લોલ રહું અખંડ મારી ચુડી.

ભાર્ગવસેન— ( ૫૦ )

મુજ મનડું અહીં સુખ પામ્યું, વિષમ જગત વ્યાધીને વીસારીરે;
નીરમળ મનથી પ્રભુનું સ્મર્ણ કરી શાન્તી હૃદય
મહીંદેની તે પ્રસારીરે
પરમ ઈષ્ટ પ્રભુતણા નામની સુનૌકા, ભવ નીધી થકી
દેશે પાર તે ઉતારીરે
હૃદય મદીરમાં પ્રેમથી પ્રભૂનું કરી દર્શ કેવું વીભુ મતી
કરો શુભ મારીરે.

વી.૨— ( ૫૧ )

આંખ થઇ બંધ કશું નવ ભાળ્યું, શિથિલ ગાત્ર થયું તન મારૂં
શીવ શીવ મુખથી તર્ત ઉચાર્યું,

ફંડ રૂ થાયો બહુ ગભરાયો, હૃદય ધડકતું રહી ગયું મારૂં.
જીવ ગયો ફિકી દશા થઇ ભુંડી. વર્ણન શું વધુ કરૂં હું આકારૂ
બચાવી લીધો મને જગનાથે, પીતાજીએ ખરૂં પુણ્ય તમારૂ

ભા. વી.— ( ૫૨ )

ધીર કેમ ધારૂં રે વૈર સું વીસારૂ તરતજ લહુ એના પ્રાણ.
ભા.—ઘાતક એ મુજ પુત્ર પુત્રીનો પાપી નીચ રાહુ છે નાદાન.
વટલેલ એ રજપુત શું વરશે પુત્રી મુજ પ્રાણના સમાન.
ભા. વી—સત્વર એના કુળને સંહારૂ નહીતો જીવન ધીક જાણુ.

પાચી— ( ૫૩ )

છેટો મારો છોડ. છકેલ પીટયા છોકરા,
જઇને પ્રીતી જોડ. વેસ્યા હોય જે વેવલી.

ઈસો—પ્યારી દીલ બર જાન, મે કુતા તેરા છડી.
નહી મેં હુ નાદાન, કેતો પાઉ તેરે પડુ.
પાચી—ધીક તુજને ચંડાળ, માતા રહીન વાંઝણી.
દીધો શીદ અવતાર, પત્થર કેમ તેના જણી.
ઇસો—પાંચી પ્રાણ ધાર, ગાલી મત દે બાવરી.
કરૂં જાન કુરબાન, એક અદા પર અગે પરી.

શાદ. અશાદ— ( ૫૪ )

અજબ અલ્લાહ તેરી કુદરત હય, રહેમ નીગાહે હમ પર ડાલ.
રોશન તુમકો હાલ હમારા, યારબ અબ આફત સબ ટાલ.

કૃપા કયા સોતમ ગુઝર તેં હમપર. પ્રસી જહા મેં આગે કીરતાર.
માફ કરો અબ મૌલા હમકો, સગી બલ્લા અબ દુર નીકાલ.
હાજીર હયે હમ તેરે આગે, માલીક તુહી હય પાલનહાર.
યા રસુલ બસ યહી અરજ હય દે દે નેકીકા કુચ્છ ખ્યાલ.

કુમુદ— ( ૫૫ )

નીચ તે શું જાણે. આર્ય અભીમાન.
ઘાસ કદી સીંહ બાળ ન ખાયે, ભલે છુટી જાયે નીજ પ્રાણ.
હંસ કદી શું મચ્છને ભક્ષે, ભલે થાય પ્રાણની હાણ. આર્ય.
ઉત્તમતા તજવાની પહેલાં પીઉ ઘોળીને વિષ નીરવાણ.
સાકર સ્વાદ શું સમજે ખીલાડી, જાણ તુ નાદાન. આર્ય.

કુમુદ— ( ૫૬ )

સજનતા વીણ જગમાંહી જે જન તે પશુ તુલ્ય ખરે.
સમજો સજન નિજ મનની માંહી. સજનતા.
શુભ ઉપકાર કર્યો ન કોઇપર તો અવતાર ધર્યો ન ધાર્યો.
ધરજો સુંદર વાત ઉરે.

સુંદર— ( ૫૭ )

મુરખ મ્લેચ્છ રાહુ તુજ કૃત્યને ધીકાર.
નીચ તું શું સમજે, નીજ મનમાં.
થાય તે કરજે ચંડાળ. મુરખ.
ઉત્તમ કુળની રાજકુમારી, શું રેહે તુજ ઘર મોઝાર.
કરી છેડતે નાગણી કેરી, વિષ પીધુંછે સમાર.

મુગરાજ—　　　　　( ૫૮ )

સામેશ્વરની સહાયથી, વીજય થયો આ વાર,
સૈનીક સૌ મુખથી વદો, પ્રભુનો જય જયકાર.
જય જય જયકાર વાણી, વદો ઉર હર્ષ આણી.
લશ્કર—આર્યનો ઉદ્ધાર થયો, મ્લેચ્છનો જુલમ ગયો.
મુલ—આનંદ છવાઇ રહ્યો મુખે નવ જાય કહ્યો.
ખરી વીરતા પ્રમાણી, ચાલો સહુ સાથ હવે,
વિભુ મહિમા વખાણી.

માધવી—　　　　　( ૫૯ )

આમ રીસાઇ કેમ ગાંડીતું, એનીજે અલીજે વાલીજે.
મધુરી—વઢવા શું આવીજે, ડાયલી રૂપાળીજો. પાણી દઇશ પાઇ.
માધવી—મારી સેવાજ તારી, કરૂં શેવાજ તારી,
પાસે રેહેવાજ તારી, સ્તુતિ કેવાજ તારી.
મધુરી—વાહવા લવારી તારી, છાની છાની ચાલી જાતી.
માધવી—બ્હેની મારી વહાલી મારી,
મધુરી—એ હે હે હેં, કેવી તું ભોળી ભલોળી.

કુમુદ—　　　　　( ૬૦ )

બાપુ મારા મુજને મારી દઇએરે.
વીર—પદ પુજીને લઇએરે તાતને શરણે જઇએ.
ભાર્ગ—હું સમ નહી કે, ભુ મહી, મુરખનો સરદાર.

મુજ અવીચારી લાલચમાં પડી તું પ્રાણાધાર.

કુમુદ—આમ વદો શું પુજ્ય પીતાજી મુજ કરમે દુખ સરજ્યું રે.

વીર—બોલે શું એ વચનજ બ્હેની,

ભાર્ગ—પાપીની જાળે ફસાઇ, હું થયો મતી હીન ત્યાં.

પ્રતીરે મુઝને ઉગારી, હ્રદય ચક્ષુ ખોલીયાં,

ભેટીને કર પાવન પુત્રી, રાખી તેં કુળ ટેકરે.

સર્વે—આનંદ આજ છવાયો,

ભાર્ગવસેન— ૬૧

તજીને જગની જુઠી માયા, લીધો તો આ વેષ ધારી;
પાડવી આ તપથી કાયા, ચીતમાંહી એવું વિચારી.
જઇ ગિરનાર તળેટી મધ્યે, આનંદેજ રહ્યો તો;
એવામાં અદભૂત જોગાયે, એમાન બાળક સાંપ્યોરે.
એ બાળક આ વીર પુત્ર, થયો દૈવ કૃપાથી સારો;
સોમનાથે અતિ શાંન્તિ આપી, જન્મ સફળ કર્યો મારોરે.

સુંદર— ૬૨

તમારી છઉં સુંદર પ્યારી, પીયુજી પ્રાણાધાર આજનો દિન
આનંદકારી.

દેવદત્ત—અરે આ સ્વપ્ન દેખું શું હુંય, ભુલ્યો ભાન મારું વધુ શું ઉચ્ચાર
આજ ઉમંગે ભેટ ગયું દુખ સર્વે આજ મારૂં.

સર્વે—આજ તમનેરે સુંદર બાઇ પતિવ્રત પ્રતાપ મલ્યુ સુખ અમાપ.
સતી દરશનથી નાશ થયાં સહુના પાપ.

( ૬૩ )

નોંઘણ—આશી આફ્રત હમપરે, જગનાથ ઓ હરી.
સુખડાં રાજના તજાવી દુર્ગતી કરી.
ઓ પીતુ માગ શત્રુને તારા.
સંહાર સમર ભૂમહીં લડી. ઉમંગે રણે ચડી.
વિમુખ કર્યો શીદ મનમાં ધરી બીક;
સંગસે ન લીધો, દશા હું પરે કરી કહું શું ફરી ફરી.

નોઘણ—

( ૬૪ )

આહીર ધન્ય ધન્ય તારા માત તાત.
નીમક હલાલી તારી મે ન્યાળી. આહીર.
પ્રાણથી પ્યારાં, બાળક તારાં રાંક બીચારા તજીજ થઇ ઘાત,
ડગ્યો ન મનથી ચળ્યો ન ધનથી, ખરાજ તનથી. ઉગારી મારીજાત
સહુ નરનારી, કીરતી તારી, ગાશે દાડી, બહુજ ભલી ભાત.
ધન ધન વીરા મનુષ્ય હીરા, શુભ ગુણ ધીરા દીપાવી તારીજાત.

સુળરાજ—

( ૬૫ )

અરે કોઇ ભાળ કુમુદ તણો આપે હુંતો ઝુરી મરૂં એ સંતાપે.
આ રાજ સુખમાં એ દુખ મોટું, લખ્યું હશેરે લલાટે.

અંતરમાં અતી દાહ બળે છે, એ સઘળું મુજ પાપે,
ગુર્જર દેશ તણો હું નરાધીપ, બોલ્યુ ના કોઇ ઉથાપે.
વ્યર્થ વ્યર્થ સુખ સહુ રાજ કેરૂં, દુખ મનનું કોણ કાપે.

મુળરાજ— ( ૬૬ )

ભુલે થએલ ઉપકાર કૃતઘ્ની તે જગમાં જાણો.
નીજ સ્વાર્થ સાધીને પાપી મોઝ મજા મ્હાલે.
સાધકને સન્મુખ દેખીને, આડી નજર ભાળે,
નર્ક નીવાસી પ્રાણી તેતો, વદે શાસ્ત્ર એ પ્રમાણે.

મુળરાજ— ( ૬૭ )

જાય મુખે નવ કહી પ્રીય સુણ.
દરશ કરીશ પ્રીય મન મોહીનીના આનંદની એલી.
આજ છાઇ મુજ મનમાં અતી ખુશાલી,
શકું ન બતલાવી સજન સુણ.
પલકે મહી પ્રભુએ દુખ કાપ્યુ,
ચાલો ચાલો જઇએ મંડપની માંહી.

( ૬૮ )

સ્ત્રિઓ— વ્હેનો આજે મંગળ દીન પ્રિય,
આનંદે સહુ મહાલે રે;

ગુણરાજ વિજયી મહારાજા,
દુઃખ સહુના હરનારોરે.
ધન્ય ધન્ય ભાગ્ય સહુ જન કેરાં,
લીયો લાભેણા લાહ્વારે;
કીર્તી પ્રસારી જગતમહી ભારી;
પુણ્યે વધાવો રાય પ્યારોરે.

આનો— ( ૬૯ )

મળ્યો યશ જેને નહી જગમાં, પશુ નર તે જીવ્યો ન જીવ્યો;
પ્રજા પર પ્યાર જો ન ધર્યો તો તે નૃપતિ જીવ્યો ન જીવ્યો,
સુણે નહીં દાદ જે દીનની રહે આનંદે મસ્ત બની.
લજાવી પાપીએ જનની ભીરૂ નર તે જીવ્યો ન જીવ્યો,

સર્વે— ( ૭૦ )

સુખ કર દુઃખ હર જગ ધર ઇશ્વર અજર અમર જગતાત;
કરીએ પ્રણામ પીતુ માત આનંદેથી ભલી ભાત.
તુજ યશ મહીમા ભારી, વદીએ શુ વધુ વિસ્તારી,
જળચર સ્થળચર ખગચર સહુ એ સરજ્યાં તેં પીતુમાત.
પ્રિતેથી વંદન પુજન અરચન કરીએ સહુ થઇ રળિયાત;

આનંદ કંદ વીભુ દુઃખભંજન, આશ્રય એક તારો પિતુમાત. ]
ભકતના દુઃખો વીદારી શાંતી સુખડાં આપીયાં,
જય જય જગનાથ દુખડાં સહુ હમારાં કાપીઆં,
મતી ન ચાલે મારી ગહનગતી તારી,
સતા આતી નિસ્તારી જય જય તું મંગળકારી,



# જાહેર ખબર.

**અમારી પાસેથી નીચે મુજબ કિંમતની ગાયનના ઓપેરાની ચોપડીઓ બાહાર પડીછે તે જે સાહેબોને જોઇતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્ય હિત વર્ધક નાટક કંપની પાસેથી મળશે.**

| | કિંમત. |
|---|---|
| પ્રેમચંદ્રિકા નાટકનાં ઓપેરા | ૦—૨—૦ |
| શૂરવીર શિવાજી નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| હરિશ્ચંદ્ર નાટકના ઓપેરા. | ૦—૨—૦ |
| ગોપીચંદ નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| કેદારસિંહ પરમાર નાટકના ઓપેરા | ૦—૨—૦ |
| સીતા સ્વયંવરના ઓપેરા. | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપસિંહના ઓપેરા રૂ. | ૦—૨—૦ |

એ રીતે પુંસ્તક અમારી પાસેથી મળશે વઢવાણ શહેરમાં ત્રવાડી જેશંકર મોરારજી પાસેથી, મોરબીમાં રા૦ ભટ ચકુ વિ. જુઠા, તથા રા૦ સોની પોપટ વિ૦ ભગવાનજી પાટણમાં રા. રા. દશરથલાલ ગંગારામ તથા પાટડીમાં રા. રા. વેલાજી રણછોડદાસ પાસેથી, તથા વડોદરામાં પંડ્યા જમનાશંકર દોલતરામ પાસેથી એ રીતે મળશે.

વિનતી.

ગ્રંથકર્તા